જનાનન્દ ટ્રેક્ટમાળા　　ક્રમાંક ૨　　કિંમત ૦—૦—૬

થમ　　॥ ઓ૩મ્ ॥　　પ્રત

વૃત્તિ ]　　[ ૧૦૦૦

# રામભક્તિનું રહસ્ય

વેદોક્ત સત્યસનાતન [illegible].

સત્ય ભાષણાદિ કર્મ કર્યા વગર 'રામ, રામ' કહેવાથી કોઈ કાર્ય થતું નથી.
( સત્યાર્થપ્રકાશ, સમુલ્લાસ ૧૧ )



કહેવાથી આપણું મોઢું મી

શ્રીસ્વામી દયાનન્દ સરસ્વતી.

હિન્દીમાં મૂળ લેખક: શ્રી. ચન્દ્રિકાપ્રસાદ

ક: મું. પ્ર. આ. પ્ર. સભા, આણંદ.　વિ. સં. ૧૯૮૭

# નિવેદન —

સ્વામી ભજનાનંદ, પૂર્વાશ્રમના એકનાથજી યેવલાનિવાસીને આર્યો સારી રીતે પીછાણે છે; તેઓ અત્યારે ૮૦ વર્ષની ઉમરે પહોંચ્યા છે, પરંતુ વૈદિકધર્મ પ્રત્યેની ધગસ એક યુવાન કરતાં પણ વિશેષ ધરાવે છે. તેમણે ૪૦ વર્ષ સુધી સમાજની સેવા કરી છે, પોતાની પુત્રીઓને જ્ઞાતિની બહાર પરણાવી જ્ઞાતિનો અભેદ્ય કિલ્લો તોડવાનું પ્રથમ માન તેમણે મેળવેલું છે. તેઓ સમાજના સિદ્ધાંતો પ્રત્યે એવો પ્રેમ ધરાવેછે કે આટલી ઉમ્મરે પણ સિદ્ધાંત પ્રચારનું કામ કર્યા સિવાય તેમને શાન્તિ મળતી નથી. શ્રી. ગંગાપ્રસાદ ઉપાધ્યાય તરફથી વૈદિક ટ્રેકટમાલા હીંદીમાં પ્રસિદ્ધ થએલી છે; આ અને આવાં ટ્રેકટોનો જો બ્હોળો ફેલાવો કરવામાં આવે તો સ્થાયિરૂપમાં સારો પ્રચાર થઇ શકે. એહેતુ ધ્યાનમાં લઇને તેમણે આવાં ટ્રેકટો મરાઠીમાં શ્રી. ગંગાપ્રસાદનાં ટ્રેકટોનો અનુવાદ કરાવી પ્રસિદ્ધ કર્યાં છે. મરાઠીમાં આવાં ૧૬ ટ્રેકટો પ્રસિદ્ધ થઈ ચુકયાંછે અને હવે ગુજરાતીમાં એવાં ટ્રેકટો પ્રસિદ્ધ કરાવવા નિશ્ચય કર્યોછે. આ કાર્ય માટે એઓ પ્રતિનિધિનું કાર્યાલય શોધતા આણંદ આવી પહોંચ્યા અને તેમની ઇચ્છા અમોને પ્રદર્શિત કરી. પ્રતિનિધિસભાને તો દરેક વિભાગમાં કાર્ય કરનાર માણસ જોઇએ છીએ જેથી સ્વામીજીની આ અવૈતનિક સેવા ઘણા હર્ષથી સ્વીકારી છે. સ્વામીજીએ ટ્રેકટો પ્રસિદ્ધ કરવામાં ધનની સહાયતા કરવાનું સ્વીકાર્યું છે.

આવાં કાર્યને ઉત્તેજન મળે એવા હેતુથી સ્વામીજીની ઇચ્છા ન હોવા છતાં અમોએ આ ટ્રેકટમાળાનું નામ ભજનાનંદ ટ્રેકટમાળા રાખ્યું છે. જેનું આ દ્વિતીય પુષ્પ છે. આશા છે કે આર્યો તરફથી તેનો સારો સત્કાર થશે. આ જરાવસ્થાના કિનારે પહોંચેલા સાધુપુરુષે ઓછામાં ઓછાં આવાં સો ટ્રેકટો પ્રસિદ્ધ કર્યા સિવાય નહિ મરવાનો નિશ્ચય કર્યો છે. અમો આ વૃદ્ધ સંન્યાસીના ઉત્સાહ માટે તેમને અભિનંદન આપીએ છીએ અને સર્વ સમાજોના મંત્રી મહાશયોને વિનવીએ છીએ કે આવાં ટ્રેકટો તેઓ પોતાની સમાજમાં મંગાવી તેનો બહોળો ફેલાવો કરે.

આ ટ્રેકટનું ભાષાંતર શ્રી. દીનેશ નર્મદાશંકર ત્રિવેદીએ કર્યું છે જે બદલ તેમનો ધન્યવાદ માનીએ છીએ.

આણંદ
તા. ૧૨ : ૮ : ૩૧

બાપુભાઇ કુ. પટેલ,
ઉપમંત્રી, પ્રતિનિધિ સભા

॥ ઓ૩મ્ ॥

# રામભક્તિનું રહસ્ય

વ્હાલા વાચક! તમે સદાચારી, ધર્મિષ્ઠ, દયાળુ અને અનાથરક્ષક છો. હું તમને પૂછું છું કે ધર્મવિરોધી, દુરાચારી, અધર્મી અને અત્યાચારીને તમે કદિ પણ ચાહશો? જે પોતે સત્ય બોલનાર, સદાચારી, ધર્મિષ્ઠ, દયાળુ, અનાથરક્ષક અને શુભ ગુણસંપન્ન હશે તે ધર્મ-મૂર્તિ કદિ પણ સત્ય અને સદાચારનો નાશ થતો સહન ન કરી શકે. કોઇ પણ ધર્મપાલક અને ધર્મવીર અધર્મ અને અત્યાચારની વૃદ્ધિ થાય તે પસંદજ ન કરે, અને અત્યાચારના નાશને માટેજ સદાચારી હંમેશ પ્રયત્ન કરે છે.

## શ્રીરામ આમ પ્રસન્ન ન થાય

ભાઇઓ, શુદ્ધ અંતઃકરણથી વિચારતાં તમને જણાશે કે જે રામચંદ્રે રાજ્યનો પણ ત્યાગ કર્યો હોય, રાજ-મહેલોમાંના સુખોને ફગાવી દઇને ઘોર જંગલોનાં દુઃખોનો સ્વીકાર કર્યો હોય તે રામચંદ્રજી અત્યાચારી, કપટી, અસત્યવાદી, લાંચીયા, દંભી, ફેશનખોર અને અપ્રમાણિક-પણે ધન કમાનારાઓથી કદિ પણ પ્રસન્ન થાય ખરા? શું આવાં દુરાચરણોથી શ્રીરામ કદિ પણ રીઝે ખરા? જો આપણી જીભ પણ કાબુમાં ન હોય, જો આપણે પ્રમાણિક માર્ગે દ્રવ્ય પ્રાપ્ત ન કરી શકતા હોઇએ, જો

આપણે દંભ અને મોજશોખને ત્યાગી ન શકતા હોઇએ, અને જો આપણે આપણા આત્મદોષને દૂર ન કરી શકતા હોઇએ તો આપણે બીજું શું કરી શકીશું?

## સત્યની પ્રતિષ્ઠા

ગૃહસ્થો! તમને યાદ હશે કે માતા કૈકેયીએ દગાથી મેળવી આપેલી રાજગાદીનો ભરતે સ્વીકાર ન કરતાં રામચંદ્રજીને જંગલમાં જઇ અયોધ્યા પાછા પધારી રાજ્ય કરવાની વિનતિ કરી હતી. આ વિનયના જવાબમાં રામે સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું કે હું પ્રતિજ્ઞા તોડી શકીશ નહિ, અને ભરતે પણ કહી દીધું કે મારાથી વધુ યોગ્ય વડીલ ભ્રાતાની હાજરીમાં હું અયોધ્યાના સિંહાસન પર પગ ન મૂકી શકું. અહા! સત્યની આટલી પ્રતિષ્ઠા! બંને ભાઇઓ રાજ્યને ફૂટબોલની માફક ઠોકરે ચઢાવી રહ્યા છે. પણ સત્યનો ત્યાગ કરવાની બંનેમાંથી એકેની હિંમત નથી. પણ આજે તો પૈસા ખાતર અધર્મ થાય છે; છતાં અભિમાનથી મૂછો પર હાથ દેવાય છે!! દગો કર્યા વગર અને અસત્ય બોલ્યા વગર ખાધેલું જ પચતું નથી! કસમ તોડવા અને નિમકહરામ બનવું, એ બધું આપણે કર્તવ્ય માની બેઠા છીએ. જમીનના નાના ટુકડા માટે પણ આપણે આપણા સગા ભાઇના લોહીના તરસ્યા બની અદાલતે ચઢી, બંને કુટુંબોની આર્થિક પાયમાલી કરીએ છીએ. એક મૂર્ખ સ્ત્રીના મોહમાં પડી માજણ્યા ભાઇથી છુટા પડીએ છીએ. આપણાં આવાં કર્મોથી શું શ્રીરામ કદિ પણ રાજી થાય?

## સ્ત્રીનો દેવ પતિ

શ્રીરામના ભક્તો ! રામચંદ્રજીએ સીતાજી આગળ વનવાસનાં દુ:ખોનું અને રાજમહેલનાં સુખોનું જે વર્ણન કર્યું હતું એ રામાયણનું દશ્ય તમને યાદ આવે છે? ત્યારે સીતાજીએ કહ્યું હતું: સ્વામિન્! હું તો આપના ચરણોમાં જ જીવન વ્યતીત કરવા આવી છું! વૃક્ષની છાયાની માફક હું હંમેશાં આપનાં ચરણોમાં દત્તચિત્ત રહીશ. ભલે મારૂં જીવન સુખી બને કે દુ:ખી બને તેની મને પરવાહ નથી. આ વાકયોમાં કેટલું બધું સત્ય છે! સ્ત્રીને માટે પતિ કરતાં બીજો કોણ મોટો પૂજ્ય હોઈ શકે? પતિને જ માટે તો સીતાજીએ સર્વ સુખોને લાત મારી હતી. આમ છતાં જો આપણી સ્ત્રીઓ તીર્થસ્થળોમાં ધુતારા ભામટાઓને ચરણે પડે, ભૂતપ્રેત, તાજીયા; સ્મશાનના દેવો વગેરેની પૂજા કરે; અને સાંઈબાવાઓની ઝુંપડીઓમાં પુત્ર માટે માંગણીઓ કરતી જાય અને એ રીતે પોતાના પતિની સાથે કપટ કરે તો રામચંદ્ર કદિ પણ પ્રસન્ન થાય ખરા? અને વારૂ, જો સીતા જેવાં મહાન વિદુષી અને સતીસ્ત્રી પણ રાવણના મિથ્યા જોગીભેખને ન ઓળખી શકી તો શું આજની સ્ત્રીઓ દંભી, લુચ્ચા, વ્યભિચારી અને ભગવાં વસ્ત્ર પહેરનાર બાવાઓને ઓળખી શકશે? અને શું તેમના પ્રપંચોમાં ફસાયા વગર રહેશે?

## પરસ્ત્રી સન્માન

રામચંદ્રજીના ગુણપૂજકો! રામચંદ્રજી કેવા એક-પત્નીવ્રતી હતા! શૂર્પણખા તો શું પણ જગતની કોઈ પણ સુંદરી પર તેમણે એક ક્ષણ માટે પણ કદિ કુદષ્ટિ

કરી હતી ? મનમાં પણ તેમણે કદિ પરસ્ત્રીનો વિચાર કર્યો ન હતો. પણ આજે તો પરસ્ત્રીનાં આભૂષણના ઝંકાર સાંભળી આપણા કાન કેવા ઉભા થાય છે ! આપણે કેવી નજરથી તેમની સામે તાકીને જોઇએ છીએ ! અને પરસ્ત્રીને પોતાના વ્યભિચારનું સાધન બનાવવા માટે મેલી પૂજાનો આશ્રય લઈ હજારો બદમાસ ભામટાઓથી આ હિંદને ભરાવા દેવું એ કેટલું અયોગ્ય છે. શું રામાયણનું માહાત્મ્ય આવું છે ? પરસ્ત્રી (સીતા)ને હરણ કરી જવાનાજ એકલા અપરાધ ખાતર મહાન વિદ્વાન રાવણનો રામે નાશ કર્યો હતો. એનું તમે સ્મરણ કરજો; અને દુરાચારી મહારાવણરૂપ ભામટાઓનો નાશ કરજો.

## સ્વયંવરની આદર્શ પ્રથા

સીતાદેવીનું લગ્ન સ્વયંવરની પદ્ધતિથી થયું હતું. એટલે કે બલ, વીર્ય અને વિદ્યાના સંપાદાન પછી યોગ્ય વર–વધૂની પરસ્પર પસંદગીથી જે લગ્ન થાય તે. આવાં લગ્નો થાય તો જ પતિ–પત્નીમાં પ્રેમ સંભવે, તો જ ઓજસ્વી સંતાન ઉત્પન્ન થાય, તો જ ગૃહસ્થાશ્રમ નંદનવન બને. પણ આજે આપણે નિર્દોષ અને અજ્ઞાન બાલકોના બાલવિવાહ, વિધુર અને કુમારિકાના વિવાહ, કજોડાંના વિવાહ, અને વૃદ્ધવિવાહ કરીએ–કરાવીએ છીએ. તો પછી પતિવ્રત અને પત્નીવ્રતની આશા રાખવી કેટલી હાસ્યસ્પદ છે !! કન્યાવિક્રય કરનારાઓ તેમનાં સંતાનોની હરાજી કરીને સંતાનોનું અને સમાજોનું જીવન બરબાદ કરી રહ્યા છે. એ દ્રવ્યથા તેઓ ભલે મોજશોખ કરતા હશે; પણ તેમનાં સંતાનોનાં શરીર

પરથી લોહી ઉડી રહ્યું છે, આયુષ્ય ઘટી રહ્યું છે. તેની તેમને જરા પણ ચિંતા નથી? તેઓ તો પૈસા ખાતર મીઠું બોલીને પોતાનાંજ સંતાનોને છરીથી કાપનાર કસાઇઓ છે. આવા કહેવાતા રામભક્ત (!) હિંદુઓનાં કર્મથી આ હિન્દુજાતિની જે દુર્દશા થઈ છે તેવી બીજી કોઇ પ્રજાની થઈ નથી. આજે ૨૬૪૨૧૨૬૨ વિધવાઓ ભારતમાતાની છાતી પર મગ દળી રહી છે. તેમાંની એક હજારથી વધુ સંખ્યાની વિધવાઓ તો એક વર્ષથી પણ ઓછી વયની છે; એમ સને ૧૯૧૧ના વસ્તીપત્રક પરથી જણાય છે. આ વિધવાઓમાંની કેટલી યે વેશ્યા બની હશે અને તિલક-કંઠી વાળા અને મોટા અમલદારોની પ્રતિષ્ઠા પર કલંક લગાડયું હશે!! આ કોના અજ્ઞાન અને જુલ્મનું ફળ છે? શું રામચંદ્રજીના કાનો સુધી તમારી રામભવાંઇના નાચ-રંગના અવાજો પહોંચશે કે ગરીબ અને દુ:ખી વિધવાઓના વિલાપ પહોંચશે?

## પુત્રેષ્ટિ યજ્ઞ

દશરથ મહારાજે સંતાનપ્રાપ્તિ માટે વિદ્વાન અને સાચા બ્રાહ્મણો પાસે પુત્રેષ્ટિ યજ્ઞ કરાવીને પોતાની રાણીઓને ઔષધિનું સેવન કરાવ્યું હતું અને પરિણામે રાણીઓને રામ, ભરત જેવા સારા સંતાનોની પ્રાપ્તિ થઇ હતી. આ વાત જાણવા છતાં આજે આપણે મસીદ, તાજીયા, પીરની દરગાહ, ભૂતપ્રેત, ચામુંડા દેવી વગેરે પાસેથી પુત્રની માગણી કરીએ છીએ. એ કેવું વિચિત્ર ગણાય! શું આ આપણો સનાતન ધર્મ ?!

## ભીલને યજ્ઞનો હક

ગૃહસ્થો ! તમને સ્મરણ હશે કે મહાત્મા જટાયુનો અંત્યેષ્ટિ સંસ્કાર કરીને શ્રીરામ જ્યારે શબરી નામની ભીલણના આશ્રમે પહોંચ્યા ત્યારે તેમણે, એ આશ્રમમાં યજ્ઞવેદિ જોઇને શબરીનાં ધર્મપ્રેમ અને તપની ઘણી પ્રશંસા કરી હતી. તો આજે આપણને અંત્યજોને અને કહેવાતી નીચી કોમોને વિદ્યા પ્રાપ્ત કરતાં અને વૈદિક કર્મકાંડ કરતાં રોકવાનો શો હક છે ? ઇશ્વરે એ લોકોને મન, બુદ્ધિ, આંખ, મુખ વગેરે આપ્યાં છે, તો એ જ્ઞાનેન્દ્રિય દ્વારા એ દલિત કોમો જો માનસિક અને અન્ય પ્રકારની ઉન્નતિ કરે તો આપણને એ ઉન્નતિમાં અડચણ નાંખવાનો શો અધિકાર છે ? શું આ જ ન્યાયે આપણને સ્વરાજ્ય જોઇએ છે ?

## વિદ્વાનોની પૂજા

રામચરિત્ર પરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે વિદ્વાન ઋષિમુનિયો અને સાધુસંન્યાસીઓ વેદપાઠ અને તપ કરતા હતા અને શ્રીરામ તેઓને ચરણે તેમનું મસ્તક નમાવતા હતા. તો પછી આજે આપણે રાજસી ભપકા-વાળા, ધુતારા અને વ્યભિચારી અવૈદિક પંથવાળા મહંતો અને ચીપિયા ખખડાવી ભીખ માગનારા અભણ અને બદમાસ ભામટાઓને સાચા સાધુ માની તેમને પગે પડીએ તો આપણાથી વધુ મૂર્ખ કોણ ? અને આવા ભામટાઓને માન આપીને આપણે દેશને આળસ અને દરિદ્રતાના પંજામાં સબડવાના કારણરૂપ બન્યા નથી ?

## બ્રાહ્મણ છતાં રાક્ષસ

રામચરિત્ર વાંચનારાઓ! તમે જાણો છો કે રાવણ બ્રાહ્મણ વંશનો હતો, મહાન વિદ્વાન હતો; પણ ગુણાનુસારી તેનાં કર્મ અને સ્વભાવ ન હતાં. અધર્મ, અત્યાચાર, મદિરાપાન, માંસભક્ષણ, પરસ્ત્રીગમન, કપટ, હઠ વગેરે દુષ્કર્મોને લીધે રાવણ રાક્ષસ ગણાયો, અને શ્રીરામે તેનો સંહાર કર્યો. તો પછી જે આજના જમાનામાં કપટ અને અભિમાનથી વર્તે, જે મદિરાપાન–માંસભક્ષણ અને વ્યભિચાર કરે, જે માદક વસ્તુનું સેવન કરે, જે ગાયોને કસાઇઓને હાથ વેચે, જે કજોડાં કરાવી ગુરુદક્ષિણા લે, જે બાળલગ્નો કરાવી વિધવાની સંખ્યાવૃદ્ધિ થવામાં મદદ કરે, એવા અશિક્ષિત અને અસંસ્કારી લોકો રાક્ષસ ન ગણાવા જોઇએ? જો આપણને આવાઓ માટે માન હોય તો શ્રીરામ કદિ પણ પ્રસન્ન થાય ખરા?

## રામનામ અને અસત્ય વ્યવહાર

અસત્ય, અન્યાય, નિર્દયતા, દુરાચાર, કપટ અને ક્રૂરતાનો આશ્રય લઇને પ્રાણીમાત્રને દુઃખ દઇ જગતમાં દુઃખ અને અશાંતિની વૃદ્ધિ કરવાથી શ્રીરામ કદિ પણ રાજી ન થાય. શ્રીરામ તો દુષ્ટોનો નાશ અને ધર્મની રક્ષા કરનાર હતા. આખો વખત અસત્ય–કપટ–પૂર્ણ વ્યવહાર કરવો છતાં થોડો વખત રામાયણનો પાઠ અથવા રામનામ જપ કરી લેવો, રામનામથી અંકિત ઘરની દીવાલોની વચ્ચે રહેવું અને રામનામની પીછોડી ઓઢીને ફરવું; એ કૃત્યોથી પાપ નિવારણ થઇ જાય અને

આપણી પર રામચંદ્ર કૃપાળુ બની જાય એ આશા રાખવી વ્યર્થ છે. ઓ પ્રભુ! રામભક્તિની કેવી કિંમત!!

## પ્રભુને ઠગો છો!

હે હિંદ! આ તારી દુર્દશા!! જે સૌભાગ્યવતી પવિત્ર ભારતભૂમિમાં શ્રીરામ જેવા ઇશ્વરના સાચા ભક્ત જન્મ્યા હતા, તેજ હિંદમાં આજે પ્રભુને ઠગનાર અધમ પ્રાણી પડયાં છે. અલ્પજ્ઞ માનવસમાજને બાહ્ય આડંબરથી છેતરનાર માણસ સર્વજ્ઞ ઈશ્વરને પણ ઠગવામાં પાછી પાની કરતો નથી. આ રીતે મોંઢે 'રામ-રામ' અને બગલમાં છરી રાખવાની આપણી મનોવૃત્તિથી શું સર્વાન્તર્યામી પ્રભુ અજ્ઞાત છે? રાવણ વિદ્વાન, બ્રાહ્મણ અને મહાન છતાં તેની રાક્ષસી મનોવૃત્તિને કારણે જ રામે તેનો નાશ કર્યો હતો. તો શું તે પ્રભુ આપણી અધમ વૃત્તિનો યોગ્ય બદલો આપી આપણા જેવા કુકર્મી મહારાવણોનાં ટોળાંનો નાશ કર્યા વગર રહેશે?

## જેવું કર્મ તેવું ફળ

વાચકવૃન્દ! ધર્મને ખાતર મહાન કષ્ટો સહન કરવાં પડે છે. અસભ્ય લોકોને રામસીતાનો સ્વાંગ પહેરાવી નચાવવામાં અને ધર્મપાલનમાં મહાન ભેદ છે. રાવણના અધમ કર્મોને લીધે જ તેની વિદ્યા નિષ્ફળ નીવડી હતી. તેથી જ તુલસીદાસજી કહી ગયા છે કે—

**कर्मप्रधान विश्व करि राखा।**
**जो जस करे सो तस फल चाखा॥**

વળી — As you sow, you will reap.
જેવું કરશો તેવું પામશો.

કર્મ પ્રધાન છે. જે ધાર્મિક કર્મ કરે છે તેને ધાર્મિક ફલની અને અધાર્મિક કર્મ કરે છે તેને અધાર્મિક ફલની પ્રાપ્તિ થાય છે. શુદ્ધ કર્મોથી આત્મશક્તિ વધે છે, આત્મોત્થાન થઈને નિર્વાણ (મોક્ષ) પ્રાપ્ત થાય છે, અને ખરાબ કર્મોથી આત્મા પડે છે. આ જ નિશ્ચિત ધર્મ છે, આમાં કોઈ મતભેદ નથી. કર્મ શું અને અકર્મ શું છે તે જાણવા માટે મહાન પુરુષોનાં જીવનચરિત્રોનું વાંચન જરૂરી છે. અંધવિશ્વાસ વાળા, કળિયુગી પંથના મહંતોથી લખાએલાં, સૃષ્ટિક્રમ વિરૂદ્ધનાં અને વિદ્યા અને બુદ્ધિ વગરનાં ગપ્પાંવાળાં, પુસ્તકો જ્ઞાન અને વિવેકનો નાશ કરનાર હોઇ અજ્ઞાનાંધકારમાં આપણને ધકેલનાર છે. પણ તેને બદલે પવિત્ર વેદોકત, સત્યોપદેશ પૂર્ણ, પ્રાચીન, આર્ય ઋષિકૃત, મહંતોના પાખંડથી અલિપ્ત અને વિવેકી ધર્માત્માઓના વિવેચનથી પૂર્ણ ગ્રંથોનું, જીવનચરિત્રોનું નિત્ય વાચન રાખી મનન કરવું જોઇએ. મર્યાદા પુરુષોત્તમ રામચંદ્રજીનું જીવન કેટલું ઉચ્ચ છે! તેમના જીવનના ઉદ્દેશોને અનુસરવાનો સંકલ્પ આપણે કરવો જોઇએ. જો તેમ નહિ કરશું તો જ્ઞાન છતાં અધર્મ કરવા માટે ઇશ્વરના વધુ દંડના ભાગી થઇશું. શ્રીરામની માફક હંમેશ સંધ્યા હવન કરો; વેદપાઠ કરો; રહેણીકરણી વેદોકત બનાવો; સત્ય પર દૃઢ રહો; અહિંસા અને દયા કરો; ગરીઓની સેવા અને રક્ષણ કરો; પતિતાનો ઉદ્ધાર કરો; માતાપિતાની સેવા કરો; દેશહિત અને પરોપકારમાં લીન રહો; અભિમાન, કપટ, ચોરી, ક્રોધ, લોભ, અત્યાચાર, દુરાચાર, વ્યભિ-

ચાર વગેરે દુષ્કર્મોનો ત્યાગ કરીને એક ઈશ્વરની પૂજા કરો; તો જ આપણો આત્મા પવિત્ર અને ઉચ્ચ થશે. ઈશ્વરની સાચી પૂજા એ જ છે. એથી જ આપણને આ લોક અને પરલોકમાં સાચી કીર્તિ મળશે. રામભકિતના આ રહસ્યને આપણે કયારે સમજીશું ? બીજા પંથના અનુયાયીઓ તેમના પંથના મહાન પુરુષોનું અને ધર્મગ્રંથોનું સન્માન છેક બાલ્યાવસ્થાથી કરે છે અને તેમના આદેશાનુસાર આચરણ કરવાની કોશીશ કરે છે. અને જો કોઇ બીજા પંથવાળા તેમના મહાન પુરુષો વળી ધર્મગ્રંથોનું અપમાન કરે તો લઢવા તૈયાર થઈ જાય છે. પણ આપણી હિંદુજાતિ એવીછે કે તે પોતે જ પોતાના ધર્મગ્રંથો અને ધર્માત્માઓની મશ્કરીરૂપ ખેલો કરે-કરાવે છે, તેમનાં સ્વાંગ બનાવી નચાવે છે અને પરિણામે આપણા હૃદયોમાં શ્રદ્ધાભક્તિનો સાચો સ્થાયી ભાવ પેદા થતો નથી; એટલું જ નહિ પણ પર-મતાવલંબીઓ આપણી મશ્કરી કરે છે. હજારો રામા-યણો વેચાય છે; ઘેરઘેર રામાયણનો પાઠ થાય છે; રામ નામનાં તિલક, કંઠી, સ્વાંગ થાય છે. છતાં આજે આ દેશમાં ધર્મ નથી, કર્મ નથી, બલ નથી અને યશ નથી. હિંદની જગતમાં કાંઈ કીંમત રહી નથી. તેત્રીસ કરોડની સંખ્યાથી ઘટીને હવે ૨૦ કરોડ થઈ ગયા છીએ. માટે ખોટી પૂજાનો ત્યાગ કરીને સાચી પૂજાનું અવલંબન કરવું જોઇએ. હિંદનાં સંતાનો રોટલાના ટુકડા માટે તડપે છે અને પરમતના પંજામાં સપડાય છે. આથી આ-પણે હિંદુ જાતિ અને બીજા દેશોપકારી કાર્યમાં સંચિત

દ્રવ્યનો સદુપયોગ કરવો જોઇએ; સાચા ધર્મના અનુયાયી અને સાચા નિષ્કામ કર્મવીર બની સાચા દેશસેવક બનવું જોઇએ. શ્રીરામની આ પવિત્ર ભૂમિ હિંદને સદાચાર, સત્યવ્રત અને પ્રાણીમાત્રની સેવા વડે ફરીથી પુણ્યભૂમિ બનાવી દેવો જોઇએ, અને સર્વત્ર શાંતિ અને આનંદનો સંચાર કરવો જોઇએ.

## છેવટના બે બોલ

જે વિદ્યાને મનુષ્યે સદાચારમાં પરિણિત કરી નથી, જે ભકિતમાં સદાચારનો અભાવ છે અને એવી વિદ્યા એવી ભક્તિ પ્રાણ વગરના મનુષ્યદેહ સમાન છે. એવી વિદ્યા અને ભકિત માટે મનુષ્ય જેટલો શ્રમ લે તેટલો નકામો છે. જેણે મનુષ્યનો જન્મ લીધા છતાં સદ્‌ગુણોનો સંચય કરીને આત્માને ઉચ્ચ તથા બળવાન નથી બનાવ્યો તેનું જીવન નિરર્થક છે.

આ મનુષ્ય દેહ જન્મજન્માંતરોના ગુણોના સંચયથી જ મળે છે અને સ્વર્ગધામમાં જવાની આ જ યોનીમાં તક મળે છે. આત્માનંદની પ્રાપ્તિ માટે સદાચાર એ જ એક સાધન છે. જો સાંસારિક કપટજાળમાં ભૂલેચૂકે સપડાઇ જઇશું તો ભોગ્ય યોનીના એવા ચક્કરમાં પાછા પડી જઇશું કે જેમાંથી મુકિત મેળવવા માટે આપણે વરસો વ્યતીત કર્યાં છે.

એકવાર દૃઢ પ્રતિજ્ઞા કરો લો કે હંમેશ સત્યની શોધમાં રહીશું; સત્યનું ગ્રહણ અને અસત્યનો ત્યાગ કરવા ઉદ્યત રહીશું; અને જનસમાજ શું કહેશે તેની

પરવાહ ન કરતાં સદાચારપૂર્ણ જીવન વ્યતીત કરીશું. આવું થશે તો સાંસારિક અને પારલૌકિક સુખ અને શાંતિના ખજાનાની ચાવી આપણે હાથ ચઢી એમ સમજવું. અને આ ચાવીને છીનવી લેવાની તાકાત કોઈ પણ પાપી, દુરાચારી અને વાસનાના દાસમાં નહિ હશે.

માટે સદાચારી બનો, સત્યવ્રતી બનો, પ્રાણીમાત્રના શુભચિંતક બનો–સેવક બનો. પરમપિતા જગદીશનો દયામય હાથ તમને એના ખોળામાં લેવા આતુર છે. તમારી વિદ્યા, ભકિત, પરિશ્રમ અને તમારો મનુષ્ય-જન્મ ત્યારે જ સફળ થશે.

---

" 'રામ–રામ' કહેવાથી કર્મ છુટી જાય એ ભ્રમ છે, અને એવું માનનાર પોતાનો અને બીજાઓનો જન્મ ખુએ છે. જમનો ભય તો બહુ ભારે છે. પણ રાજ, સિપાઇ, ચોર, લુંટારૂ, વ્યાઘ્ર, સાપ, વિછુ અને મચ્છર આદિનો ભય કદિ નથી છુટતો. ભલે રાત–દિવસ રામ રામ કર્યા કરો, પણ તેથી કાંઇ વળતું નથી. જો રામ રામ કહેવાથી રામ નથી સાંભળતો તો જન્મભર કહેવાથી પણ નહિ સાંભળશે અને જો તે સાંભળે છે તો બીજી વાર પણ રામ રામ કહેવું વ્યર્થ છે."

- મહર્ષિ દયાનન્દ સત્યાર્થપ્રકાશ સમુલ્લાસ ૧૧

---

# રામાયણનું મહા-સંગીત

૧ રામાયણ એટલે ક્ષત્રિયોની ગીતા, અને જગતનું અદ્વિતીય મહાકાવ્ય.

૨ જો મનુષ્ય પોતાના પાપનો સ્વીકાર કરે તો તેથી વધુ પ્રાયશ્ચિત બીજું કોઇ નથી. શરણાગતનો ત્યાગ ભગવાન કદિ કરતો નથી.

૩ વર્ણ જન્મ પર નહિ, પણ ગુણ, કર્મ, સ્વભાવ ઉપર અવલંબે છે.

૪ રામાયણ પત્નીવ્રતનો આદર્શ અને અચલ સિદ્ધાંત પ્રતિપાદન કરે છે.

૫ સાચો ક્ષત્રિય વચન માટે માથું ઉતારી આપે છે.

૬ રામ એટલે બ્રહ્મચર્યની પ્રતિમા; સીતા એટલે આર્ય સ્ત્રીનું ઓજસ્.

૭ રામયુગ એટલે આદર્શ પ્રજાનિયંત્રિત રાજતંત્રનો યુગ; સ્ત્રી-બહુમાનથી ગૌરવવંતો થએલો યુગ.

૮ રામયુગનો પ્રજાપાલક એટલે સંયમી, તપસ્વી, અને નિસ્પૃહ યોગી.

૯ રામાયણની રત્નકણિકાઓ:-પિતૃઆજ્ઞાપાલન, ભ્રાતૃ ધર્મ, બ્રહ્મચર્ય, દૃઢ પ્રતિજ્ઞા, શક્તિની મહત્તા અને સેવાવૃત્તિ.

૧૦ લવ અને કુશ એટલે સીતાજીની બ્રહ્મચર્ય ભાવના અને તપશ્ચર્યાનાં દ્યોતક ફલો.

૧૧ ભક્તશિરોમણી મહાવીર હનુમાનને લીધે રા
મર્યાદા પુરુષોત્તમ બન્યા.

૧૨ હનુમાન જેવા સેવક વગર દયાનંદનું જીવનકાર્ય
અધુરૂં રહ્યું.

[ 'શ્રદ્ધાનંદજીની પુણ્યકથા' દિનેશ ત્રિવેદી લિખિતમાંથી

---

"સીતા માતા, આપનો હાર મારે માટે નકામો છે. હું એનું મોતી તોડી તોડીને એનું આંતર નિહાળું છું; પણ તેમાં મને ક્યાંય રામનામ નથી મળતું, અને જેમાં રામનામ ન હોય એવી કોઈ વસ્તુની મને જરૂર નથી."

—મહાવીર હનુમાન

---

રામજી પુંજા 'આર્યપ્રકાશ' પ્રેસ, સ્ટેશન રોડ, આણંદમાં
બાપુભાઈ કુ. પટેલે આર્યપ્રતિનિધિ સભા માટે છાપ્યું;
અને તેજ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું તા. ૧૨ : ૮ : ૩૧